શ્રી પરમાત્મને નમઃ

# ચોરના ભાઇ ઘંટી ચોર.



છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. મંગળદાસ લલ્લુભાઇ નારણદાસ બુકસેલર.

લીમડાચોક—સુરત,


સુરત—ગરાનપુરી ભાગળ ઉપર આવેલા "શ્રી અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

આવૃત્તિ ૧લી. પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

કીંમત ૦-૨-૦.

# ચોરના ભાઈ ઘંટી ચોર





આસુરત પાસે એક ગામમાં સવાઇ ઠગ રહેતો હતો. તેણે મોટા રાજા તથા સાહુકારો ઠગીને દોલત એટલી કરી હતી તેને એક છોકરો હતો, જેનું નામ ઠગદાસ હતું તે ઘણો ઉડાઉ હતો; બાપના મરણ પછી બધી દોલત મોજમજા અને એશઆરામમાં ખુટી ગઇ. અને પોતાના ગુજરાનને માટે હરકત પડવા લાગી ત્યારે તેની માએ તેને કહ્યું કે ગુઆ પીટયા, તેં તો બધી દોલત ધુળધાણી કરી, અને હવે આપણું ગુજરાન કરવાને કાંઇ રહ્યું નથી તેથી હવે આપણે ખાઇશું શું? ત્યારે ઠગદાસે કહ્યું, મા, ફીકર શું કરવા કરે. છે હું કમાવનારો કેવો બેઠો છું લાવ તારી પાસે થોડા ઘણા રૂપીઆ હોય તો લાવ, હું કમાવા જાઉં છું, પછી તેની મા પોતાના એક સગાને ઘેર ગઇ અને તેને વાત કહીને સો રૂપીઆ ઉછીના લઇ આવી; અને તે રૂપીઆ અને તેના બાપની સો રૂપીઆની ઘોડી તેને આપી અને ભાતાને વાસ્તે થોડા રોટલા કરી બાંધી આપ્યા. તે લઇને ઠગદાસ કમાવાને ઉત્તર તરફ ચાલ્યો ને થોડા દિવસમાં એક ગામમાં આવી

પ્હોંચ્યો તે ગામ ચાર ભાંઈ જેઓ ઠગ હતા. તેઓનું હતું તેઓ જે આવે તેની દોલત ઠગીને લઇ લેતા હતા. ઠગદાસ ગામને ઝાંપે કુવો હતો ત્યાં ભુખ લાગવાથી પોતાનું પોટલું છોડી ખાવા બેઠો ને રોટલાનું બટકું ખાતો જાય ને રૂપીઆ એક એક નાખતો જાય ને મોહોડેથી એક દસ; સો હજાર દશ હજાર લાખ એ પ્રમાણે ગણતો જાય.

એવામાં પેલા ઠગની ચાર બહેરીઓ કુવામાંથી પાણી ભરવાને આવી. તેઓએં આ છોકરાને રૂપીઆ ગણતો જોયો તેથી વેહેલી વેહેલી જઇને પોતાના ધણીને ચેતાવ્યા અને કહ્યું કે એક છોકરો કુવા પાસે બેઠો છે તે લાખો રૂપીઆ ગણે છે. એવું સાંભળીને પેલા ચાર ઠગો કુવા પાસે આવ્યા, અને ઠગદાસને એકલો બેઠેલો જોઇને કહ્યું કે ભાણુજા ભાણુજા; અહીંયા એકલો કેમ બેઠો છે. ચાલ આપણે ઘેર ઠગદાસે કહ્યું હા, મામા ચાલો આપણે ઘણે દીવસે મળ્યા એમ કહીને ઠગદાસને પોતાને ઘેર લઇ ગયા.

હવે મામાએ ભાણેજ ઘણે દીવસે ઘેર આવ્યો છે તેથી તેની પરોણાગત કરવાને લાડવાનો વાલ બનાવ્યા, તેમાં બે લાડુ ભાણેજને વાસ્તે ઝેર નાખીને બનાવ્યા હવે જયારે મામા ભાણેજ જમવા બેઠા ત્યારે ભાણેજના ભાણામાં બે પેલા ઝેરના લાડુ મુક્યા ભાણેજ પણ ઠગનો છોકરો હતો તેથી તે સમજી ગયો, આ ચારે ઠગ છે, તેથી ઠગદાસે મામાને કહ્યું, કે મામા આપણે ઘણે દહાડે મળ્યા તેથી સાથે બેસીને જમવું જોઇએ મામા ગભરાયા ને પેલા લાડુ ઉપાડીને બીજા ઘીના ભરેલા મુકવાને કહ્યું જમી રહ્યા પછી મામાએ ભાણેજને એક બીજાને સવાલ પુછે, ને જે ના બોલે તે નવસેં રૂપીઆ આપે, ઠગદાસે તે કબુલ કર્યું ને મામાએ ભાણેજને ઘણાક સવાલ

ઝ્યા પણ ભાણેજ હાને હા કહ્યા કરે પછી ભાણેજને પુછવાની
રી આવી ત્યારે ભાણેજે મામાને પુછ્યું કે મામા તમે કુવા પાસે
મને તેડવા આવ્યા હતા મામા બોલ્યા હા ભાઈ ઠગદાસે પુછ્યું તમે
ઝેરના બે લાડવા બનાવ્યા હતા ? મામા બોલ્યા ના ભાઇ એ પ્રમાણે
ઠગદાસે ત્રણ વખત ના બોલાવીને સત્તાવીસસો રૂપીઆ લીધા હવે
હવે રાત પડી ત્યારે મામાએ ભાણેજનું કાટલું કરવાને તેનું બીછાનું
એક કુવા ઉપર બનાવ્યું એવી રીતે કે સુવે કે અંદર પડે પણ
ભાણેજના પગ એ બીછાનાને લાગતાંજ બીછાનું અંદર પડી ગયું,
ને તે બીચારા ઠગદાસને જમીન ઉપર સુઇ રહેવું પડ્યું, હવે સવારે
ભાણજાને જીવતો જોઇને મામાએ વિચાર્યું કે આ કોઇ ઠગ છે.
એમ ધારીને ફસાવી દેવાની તજવીજ કરી.

હવે મામાએ ભાણેજને કહ્યું કે આપણે પાસેના ગામમાં બીજા
ને ઘેર ચોરી કરવાને જઇએ ભાણજાએ તે કબુલ કર્યું અને એક
દીવસે રાતનું જવાનું નક્કી કર્યું હવે મુકરર કરેલા દીવસે તેઓ
રાજાના ગામમા જવાને નીકળ્યા ને મધરાતે રાજાના મહેલ આગળ
આવી પહોંચ્યા, મામાએ ખાતર પાડ્યું ને ભાણજાએ ઉપર જઇને
ચોરી કરવાનું કબુલ કર્યું ઠગદાસે ઉપર જઇને જોયું તો રાજા પોતાનો
પોશાક ખીટી ઉપર ટીંગાવીને ભર ઉંઘમાં ઉંઘે છે, એવું જોઇને
ઠગદાસે રાજાનો પોશાક પહેર્યો અને સીપાઇઓ જેઓ સુતા હતા
તેઓને ઉઠાડીને મેહેલની પાછળ કોણ છે તેને પકડવાને કહ્યું; બધા
સીપાઇઓ જમાલખા, તીસમારખા જુનેખા, વીગેરે મેહેલની પછ-
વાડે દોડ્યા; અને ચોરે ઠગને પકડ્યા ઠગદાસ રાજાનો પોશાક
ઉતારીને મામા પાસે આવ્યો, અને સલામ કરીને પુછ્યું. મામા

કેવી મજા પડે છે ? મામા કહે ભાઇ કાંઇ છુટવાનો ઉપાય છે ?" ઠગદાસ કહે હા મામા તમારી પાસે જે ધન ખજાનો હોય તે મને બતલાવો તો તે લાવીને હું તમને હમણાં છોડાવું મામાએ હા કહી ને તેને નીશાની આપીને કહ્યું કે મામીને કહેજે કે મામા પકડાયા છે તેથી ભોયરામાં જે સાત હીરા માણેકની ગુણો છે તે આપે ઠગદાસે મામી પાસે જઇને સાત હીરામાણેકની ગુણો લીધી અને પોતાની સો રૂપીઆની ઘોડી મામાની બસો રૂપીઆની ઘોડીને ઠેકાણે બાંધીને પોતાના ઘર તરફ ચાલતો થયો,

ઠગદાસ મામાને સલામ કરી ખીજવીને જાય છે,

ઘર તરફ જતા રસ્તામા રાત પડી જવાથી એક પટેલને ઘેર ઉતરયો પટેલ કોઈ રાજાનો કુંવર હશે એવું જાણીને તેને સારી સારી રસોઇ કરાવીને જમાડયો ને આરામ લેવાને વાસ્તે સારૂ બિછાનું બનાવિ આપ્યું; મધરાતે જ્યારે બધા ભર ઉંઘમા હતા ત્યારે ઠગદાસે ઉઠીને પટેલની ચારસો રૂપીઆની ઘોડીને ઠેકાણે પોતાની બસો રૂપીઆની બાંધી અને તે ઘોડી ઉપર સાત ગુણો મુકીને ચાલતો થયો,

હવે પેલા ચાર ઠગ જેઓ પકડાયા હતા તેઓને છછ મહીના ની ટીપ મળી હતી તેઓ છુટીને ઘેર આવ્યા ત્યારે માલમ પડયું કે ભાણુજો સાત ગુણો લઇ પોતાને ઘેર જતો રહયો છે પછી ચારે જણા ભાણુજાને ઘેર આવવા નીકળ્યા રસ્તે આવતાં રાત પડી જવા થી પેલા પટેલનેજ ઘેર ઉતરયા તેઓએ પોતાની બસો રૂપીઆની ઘોડી બાંધેલી જોઇને પટેલને પુછ્યુ કે આ ઘોડી કોની છે ? પટેલે જવાબ દીધો કે એક છોકરો સાત ગુણો સહીત મારે ઘેર ઉતરયો હતો તે આ ઘોડી મુકીને મારી ચારસો રૂપીઆની ઘોડી લઇ જતો

રહયો છે. ઠગ બોલ્યો કે એ સાત ગુણો હમારી હતી તે અમે લેવા જઇએ છીએ તમારે આવવું હોય તો અમારી સાથે ચાલો પટેલે હા પાડી, ને પાંચ જણા, ભાણુજાને ઘેર જવા નીકળ્યા,

હવે ઠગદાસે જતા વારજ સાત ગુણો ભોયરામાં મુકી અને અને એક બે દરવાજાવાળો માટીનો કોઠાર બનાવ્યો હતો તેની અંદર કોઇ જાણે નહી એમ માટીની પોતાની બઇરીના જેવી એક બઇરી ઉભી કરી હતી; અને પોતાની બઇરીને કહ્યું હતું કે તું મારા ચાર મામા તથા પાંચમો પટેલ આવે ત્યારે હું તને લાડવા બનાવવાનું કહીશ ત્યારે તું કહેજે કે તમારા મામા તેમા મારે શું? એમ કહીને કોઠારમા પેશીને બીજે રસ્તે જતી રહેજે, અને સારા લુગડા પહેરીને તરત પાછી આવજે.

હવે એક દીવસ જ્યારે ઠગદાસ ઓટલે બેસી પોતાનો હુકકો ગગડાવતો હતો ત્યારે મામાને આવતા જોઇને બોલ્યા આવો મામા, આવો મામા આપણે ઘણે દીવશે મળ્યા કેમ સારી પેઠે તો છો?" એમ કહી મામા અને પટેલને ઉપર લઇ જઇને બેસાડ્યા, એટલામાં ઠગદાસની બઇરી આવી તેને ઠગદાસે લાડવા બનાવવાનું કહ્યું, પણ તેણે ના કહી, ને કોઠારમાં થઇને ઘરમા જતી રહી, તરતજ ઠગદાસે ઉઠીને કોઠારને એક તરવાર મારી તેથી કોઠાર માટીનો હોવાથી ભાગી ગયો ને પેલી માટીની બઇ-રીનું ગળું કપાઇ જઇને નીચે પડી તરતજ ઠગદાસ તેને ઉપાડીને વાડામાં નાંખી આવ્યો, પછી મામા ઠગદાસની બઇરી જીવતી જોઇને બોલ્યા "ભાણેજ તેં તારી બઇરીને મારી નાખી, ને પાછી જીવતી કેમ થઇ? ઠગદાસે જવાબ દીધો કે આ તરવારમાં એવો ગુણ છે કે જે પોતાની બઇરીને મારીને ભાગી નાખે તો થોડી

વારમા જેવી હોય તેથી વધારે ખુબસુરત થઇને જીવતી થાય આમાંથી તે તરવાર માગી અને આઠ દીવસનું ભાડું આઠ હજાર રૂપીઆ આપવાના કરીને તે તરવાર લઇ ગયા. રસ્તામા આવતા પટેલનું ઘરું પેહલું આવવાથી પટેલે પોતાના ઓરડામાં જઇને પોતાની બઇરીને પાંચ સાત તરવાર ખેંચી ફટકાડી તેની તે મરી ગઇ પછી જીવતી શેની થાય? પટેલે વિચાર્યું કે જો હું હમણા ખુલ્લું કરીશ તો આ ચારે જણાની બઇરીઓ જીવતી રહી જશે. તેથી પોતાની પાડોશણ જે વધારે ખુબસુરત હતી, તેને કાંઇ આપવાનું કરીને રાંધવાને બોલાવી, પછી પેલા ચારે જણને પેલી પાડોશણને કહ્યું કે જુઓ કેવી; ખુબસુરત થઇ છે તે જોઇને ચારે ભાઇઓ જમવાને ન રહ્યા અને વેહેલા પોતાને ઘેર ગયા.

ઘેર જતા વારનેજ મોટા ભાઇએ પોતાના ઓરડામાં પોતાની બઇરીને બોલાવી બઇરી આવતાંજ વારને તરવાર ઊગામડી જોઇને ગભરાઇ અને બોલી ભરથાર! મેં શું ભાણુજાને સાત ગુણો આપી દીધી છે મોટા ભાઇએ બઇરીને આવા કાલાવાલા કરતા છતાં તેને મારી નાંખી. અને કેલાક એક સુધી તેની પાસે બેઠો થયો પણ તે કાંઇ ઉઠી નહી ને આખરે પસ્તાયો, તેણે વિચાર્યું કે આ તો ભાણુજાની લુચ્ચાઇ છે એમ કહીને ઓરડાને તાળુ દઇને બાહાર આવ્યો ત્યારે બીજા ભાઇએ એ પુછ્યું કે તારી બઇરી ક્યાં છે મોટા ભાઇએ જવાબ દીધો કે તે ઘણી ખુબ સુરત થઇ છે, તેથી તમને બતાવવાની નથી, તમારી નજરે લાગે. એવું સાંભળીને બીજા ભાઇએ પણ પોતાની બઇરીને મારી નાંખી એ પ્રમાણે તે ચારે જણાએ પોતપોતાની બઇરીને મારી નાંખી જ્યારે નાના ભાઇએ પોતાની બઇરીને મારી નાંખી અને પછી ઉઠી નહી ત્યારે ભાઇઓને

કહયું કે ભાઇ ! મારી બકરી તે હતી નથી ત્યારે બધા ભાઇઓ બોલ્યા કે ભાણુજાએ આપણુને છેતર્યા.

હવે ચારે ભાઇઓ ભાણુજાને ઘેર પાછા જવાને નીસરયા રસ્તામાં આવતાં પેલા પટેલને ઘેર ઉતરયા, ને પાંચ જણાએ ભાણુજાને ઘેર જવાને નીકળ્યા રસ્તામાં આવતા પાંચે જણાએ મધરાતે તેને ખાટલાની સાથે બાંધીને, ગામની બાહેર બાર ગાઉને છેટે એક મોટા કુવો હતો, તેમાં નાંખવાનો વિચાર કરયો.

હવે પાંચે જણા ભાણુજાના ઘર આગળ આવી પહોંચ્યા, તે વખતે ભાણુજો ઓટલે બેશીને હોકો ગગડાવતો હતો મામાને જોઇને ઠગદાસ બોલ્યા " આવો મામા આવો મામા કેમ બકરીને નવી કરી આવ્યા " મામાએ કહયું હા ભાણેજ લે તારી તરવાર અમારી બકરી તો બહુ ખુબ સુરત થઇ છે, ઠગદાસે મામાને વાસ્તે સારૂં સારૂં ખાવાનું બનાવ્યું, જયારે રાત પડી ત્યારે મધરાતે પાંચ જણા ઉઠીને ભાણુજાને મોં સીવીને ખુબ જોરથી બાંધ્યો ને ઉંચકીને કુવાતરફ ચાલ્યા, જંગલમાં આવ્યા પછી પાંચે જણાને દયા આવી તેથી ભાણુજાનું મોં બોલાય એવી રીતે ખુલ્લું કરયું; અને પાણીની તરસ લાગી હશે તેથી પાસે નાની વાવડી હશે તેમાં ભાણુજાને રસ્તામાં મુકીને પાણી પીવાને ગયા. ભાણુજાએ તેઓના ગયા પછી મારે નથી પરણવું, એમ મોઢેથી બોલવા માંડયું એટલામાં એક ભરવાડ મા બાપ વગરની એક ખુબસુરત કુંવારીકાને બીજે ગામ મુકવા જતો હતો તેને કાને આ અવાજ પડયો તેથી તે વહેલો વેહેલો તે જગ્યાએ આવ્યો ને ઠગદાસને પુછયું, ભાઇ કેમ બુમો મારે છે ? ઠગદાસે કહયું ભાઇ પાંચ જણા મને બકરી પરણાવવા તેડી જાય છે ને મારે નથી પરણવી જો તારે પરણવી હોય તો મને

છોડ અને અહીંયાં બંધાઇ જા ભરવાડે તે કબુલ કરયું ને ઠગદાસને છોડી પોતે બંધાયો ઠગદાશે ભરવાડને કહ્યું કે તું મારે નથી પરણવું એમ બોલ્યા કરજે; તો તને પરણાવશે ભરવાડે હા પાડી, ને ઠગદાસ પેલી કુમારીકાને લઇને પોતાના ઘેર ગયો.

હવે પાંચે જણા પાણી પી આવીને પેલો ખટલો કુવા આગળ લઇ ગયા ત્યારે ભરવાડ બોલ્યો " ભાઇ મારે નથી પરણવું નથી મારે પરણવું " ત્યારે પાંચે જણાએ કહ્યું કે ઉભો રહે તને હમણાં પરણાવીએ છીએ, એમ કહીને તેને કુવામાં નાંખી દીધો હવે પાંચે જણા ભાણેજાને ઘરે આવવાને પાછા ફર્યા ઘર આગળ આવ્યા ત્યારે મામાએ ભાણેજાને ઓટલે બેસી હોકો ગગડાવતો જોઇને ઠગદાસને પુછયું, કે ભાઈ અમે તને કુવામાં નાખી આવ્યા; ને તું જીવતે બેઠો છે એ શું ? ત્યારે તેણે કહ્યું. કે તે કુવામાં છ પરીઓ છે, તેમાંની એક મારી સાથે પરણી એમ કહીને પેલી કુમારીકાને જોઇને પાંચે જણાએ પરીઓને પરણવાને વાસ્તે કુવામાં પડવાનું કબુલ કરયું પણ ઠગદાસે કહ્યું કે તે પરીઓ કુવાને તળીએ છે, તેથી તમે જો ઘંટીના પડ બાંધીને પડો તો તમને મળે ચોર આમા અને પરેણે તે કબુલ કરયું પછી ઠગદાસ પાડોસીઓના ઘરમાં જઇને. પાંચ ઘંટીના પડ વેચાતા લઇ આવ્યો તે લઇને પાંચે જણને સાથે પરણાવાના ઉમંગથી અને છઠો ઠગદાસ તેઓનુ કટકું કરવાના વિચારથી તેઓની સાથે ગયો છએ જણા કુવાના આગળ આવી પહોંચ્યા પછી ચારે મામા તથા પાંચમા પરેણે ખુશીથી એક એક પડ છાતી સાથે બાંધ્યું ને કુવામાં પડીને પરી સાથે પરણવાના વિચારથી કુવાની પાળ ઉપર ઉભા રહ્યા પણ. અંદર પડવાની

કોઇની છાતી ચાલી નહી પછી ઠગદાસે પાંચે જણાને કહ્યું કે તમારી મરજી હોય તો હું તમને ધકો મારૂં પાંચે જણાએ હા પાડી ઠગદાસે પાંચે જણાને ધકો મારી અંદર પાડયા ધંટીના પડ બાંધેલા હોવાથી પાંચે જણા કુવાને તળીએ જઇ બેઠા એ પ્રમાણે સવાઈ ઠગના છોકરા ઠગદાસે અગીઆર માણસના જીવ લીધા પછી ઠગદાસે ઘરે જઇને પેલી કુમારીકાની સાથે લગ્ન કરીને સુખેથી પેલો ચાર ઠગનો ખજાનો ભોગવ્યો.

સાર.

દોઢ આનાની વાત ઉપર સાર એટલોજ લેવાનો છે જે આપણે કોઈનું ભુડું કરવા જઇએ તેમાં આપણું સારૂં થવાનું નથી અને પરમેશ્વર પણ રાજી રહેતો નથી.



# સાચા દેવ કોણ?

દોહરો.

શ્રદ્ધા રાખી આપણે કરીએ કોઇની સેવ,
મનમા ઇચ્છા હોય જે પામીએ તતખેવ.

અંક ૧ લો. પ્રવેશ ૧ લો.

સ્થળ—અકબરનું વિચારભુવન,

અકબર અને બિરબલ.

અકબર—બિરબલ આ સધળા દેવો જુદા છે કેમકે મે ઘણા પીરો દેવો માનતાઓ. વિગેરે જેટલા પ્રખ્યાત દેવ છે તેટલાની માનતા કરી પણ કોઇએ મારી ઇચ્છા પુર્ણ કરી નહી

૧૦૬૩૭



બિરબલ—ખુદાવંદ એમ નહી બોલો કારણ કે કોઇપણ દેવ સાચો નીકળી આવે માટે આપ જે સો દેવને એક સરખી ઉપમા આપો છો તે લાયક નથી.

અકબર—( ગુસ્સામાંથી ) એ બીરબલ તું કહે છે કોઇપણ દેવ સાચો છે અને જ્યારે સાચો છે ત્યારે એક મહીનાની અંદર તે સાચો છે એમ નહી બતાવે તો હું તારૂં ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ.

બિરબલ—જહાંપના જો આપની કોઇ પણ દેવ અથવા પીરપર આસ્તા નહી હશે તો હું ખરેખાત દેખાડી આપીશ.

અકબર—આજથી જા હું તને તે બાબતને માટે એક મહીનાની મેતલ આપું છું. ( બિરબલ જાય છે.



## પ્રવેશ બીજો.

સ્થળ—રસ્તો.

( બિરબલ એકલો )

બિરબલ—મનમાં ) અહો આજે બાદશાહની મેતલને ઓગણત્રીસ દીવસ તો થયા માટે તે બાબત પર લક્ષ દઇને ખબર કાઢવી જોઇએ નહી તો આપણું આવતી કાલ મોત છે જે જે કરવું છે તે એકજ દિવસમાં કરવાનું છે માટે જેમ બને તેમ યત્ન કરી ખબર લાવું ઠીક છે [ એટલામાં એક મરી ગએલા ગધેડાને ઘસડતા કેટલાક ઢેડ નીકળે છે. ]

માલો—અલ્યા પોલા

પોલો—તારા બાપનો બુધવાર, તું તો જોર કરતો નથી, ને વળી મને કહેય કે ખેંચને.

માલો—ભલા માણસ, બળતો કરતો નથી ને આટલી મગરૂબી શાને કરેય.

પોલો—અલ્યા માલા, તારે મારબાર ખાવેઃસ કે અજારો ! મગરૂબી તું કરેશ કે હું જરા વચાર કરીને તો બોલ.

માલો—હવે છાનો મરીશ

પોલો—મરને તું ને તારો બાપ

માલો—પણ પણે તારો કાકો વજીર છાબ ઊભા, જરા વચારીને બોલ (એટલામાં બિરબલની નજર તેમના તરફ જાય છે તેથી તેને કયાં દાટે છે તેની ખબર મેળવતો તેમની પાછળ જાય છે, આગળ ચાલતા એક ભીમાં પટેલ કરીને કણબી મળે છે.

ભીમો—છલામ છાબ સલામ છે,

બિરબલ—અહું સારૂં.

ભીમો—છાબ અમુ સરખું કાંઇ કામકાજ હોય તો ફરમાવીએજી.

બિરબલ—આજ એક તારૂં કામ પડયું છે.

ભીમો—શું કામસે માહારાજ ?

બિરબલ—આ ઢેડ લોક આ ગધેડાને જ્યાં દાટે ત્યાં કોઇ ન જાણે એવી રીતે કબર ચણી આવજે.

ભીમો—બહુ સારૂં મહારાજ.

બિરબલ—પણ જોજે હોકે એ વાત કોઈ જાણે નહીં.

ભીમો—નહી છાબ નહી કોઇ જાણે નહીં.

બિરબલ—ચણી રહ્યા પછી મને ખબર કહેવા આવજે.
ભીમો—ઠીક, એમાં તે કાંઇ કહેવું પડતું હશે ?



## પ્રવેશ ૩ જો.

### સ્થળ બીરબલનું ઘર.

બીરબલ અને તેની સ્ત્રી પછીથી ભીમો

બીરબલની સ્ત્રી—કેમ પ્રાણનાથ આજે મોડા પધાર્યા ?
બીરબલ—પ્યારી આજે હું કામમાં રોકાયો હતો.
બીરબલની સ્ત્રી—એવું તે શું કામ પડયું હતું ?
બીરબલ—સહેજ.
બીરબલની સ્ત્રી—તોય કહો તો ખરા.
બીરબલ—એમાં શું કહેવુંતું ? તમને સ્ત્રી જાતને કહેવામાં ફાયદો નથી
બીરબલની સ્ત્રી—ના ના મારા સમજો ના કહો તો.
બીરબલ—જો હું અને અકબર પાદશાહ એક દીવસ વિચાર ભુવનમાં બેઠા હતા, ત્યાં બાદશાહે કહ્યું કોઇ દેવદેવસ્થાન સાચું નથી ત્યારે મેં કહ્યું કે જો આસ્થા હોયતો સર્વ દેવ સાચા અને આસ્થા ન હોયતો સર્વ જુઠા સમજવા આથી રાજાજીને ગુસ્સો ચડયો અને કહ્યું કે હે બીરબલ આ બાબતમાં એક મહીનાની તને મેતલ આપીને કહું છું કે જો એક મહિનાની અંદર આગર સંપુર્ણ ભરીને ખબર નહિ

લાવે તો હું તારૂં ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ પછી આજ રસ્તે કેટલાક ઢેઢ એક મરી ગએલા ગધેડાને ઘસડી લઈ જતાં હતા તેની તરફ નજર જતાં હું તેની પાછળ પાછળ થોડે સુધી ગયો એટલામાં આ ગામના પેલાં ભીમા પટેલને મળ્યો એટલે મેં તેને કહ્યું કે આને જ્યાં દાટે તેના પર કપર ચણી આજને આજ ખબર દેવા આવજે માટે માટે હમણાં આવવો જોઇએ.

બીરબલની સ્ત્રી–કહે ઠીક, પણ પેલા આવે એજની ભીમા પટેલ,

બીરબલ–ક્યાં છે ક્યાં છે ભીમા પટેલ,

બીરબલની સ્ત્રી–ઓ આવે.

બીરબલ–હા ખરેખબર તેજ (ભીમો પ્રવેશ કરે છે)

ભીમો–છ.જ પાછા ભોંજની વાડીમાં દાટીયો છે ને તેના પર વળી એવું ચણ્યું છે કે એના પીરના પીર આવે તો પણ ઉઠવા પામે નહીં,

બિરબલ–શાબાશ ભીમ ? શાબાશ ( પછી બીરબલ પોતાની સ્ત્રીની રજા લઇને જાય છે. )



## પ્રવેશ ચોથો.

### ( સ્થળ ) કચેરી.

અકબર બીરબલ પ્રતિહાર વિગેરે.

—બીરબલ પણ એકલો બેઠો છે અને સિંહાસન પણ ખાલી પડયું એટલામાં પ્રતિહાર મોટી પોકારે છે અને અકબર દરરોજના ધારા પ્રમાણે સિંહાસન પર બેસે છે, અને સઘળા સલામ કરે છે.

અકબર—આજ તુમહારા મહિના પુરા હુવા ઓર ખબર લાયા.
બીરબલ—હાજી
અકબર—ક્યા લાયા ?
બિરબલ—સારી લાયા છું સાહેબ.
અકબર—જે લાવ્યા હોય તે જલદી કહો.
બિરબલ—આજ્ઞા ખુદાવંદ એમ કહીને બોલવા માંડે છે, સાહેબ,
આની વાડી છે તેમાં એક ઓલીયા પીરની કબર છે તે
સહુને ફળે છે અને આશા છે કે તમને પણ ફળશે.
અકબર—અને કદી ના ફળે તો ?
બિરબલ—આપ જે હુકમ ફરમાવશો તે માથે ચઢાવીશ.
અકબર—આપણી જે કરાર છે તે,
બિરબલ—જો નહી ફળે તો જેવી આપની આજ્ઞા.
અકબર—ચાલો તે જગા મને બતાવો.
બિરબલ—ચાલો સાહેબ.
અકબર—હુકમ કરો કે કચેરી બરખાસ્ત કરે.
બિરબલ—આપની આજ્ઞા [ પ્રતિહારને ] કચેરી બરખાસ્ત કરો.
પ્રતિહાર—કચેરી બરખાસ્ત. ( સરવે જાય છે. )

